શ્રી.

પાનસર.

# મહાવીર સ્વામીનો

# શ્લોકો.

ખાસ જૈન ભાઇઓ માટે.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. કેશવલાલ મગનલાલ ગુલાબચંદ.

મુ. વડુ. તા. કડી—પોસ્ટ ડાંગરવા.



આવૃત્તિ ૧ લી    સને ૧૯૧૮    પ્રત ૪૦૦૦.

અમદાવાદ—પીરમશાના રોજા પ.સે શ્રી "સત્યસાગર" પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.

કીંમત રૂ. ૦—૧—૦

શ્રી.

પાનસર.

# મહાવીર સ્વામીનો

# શ્લોકો.

ખાસ જૈન ભાઈઓ માટે.



રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**શા કેશવલાલ મગનલાલ ગુલાબચંદ.**

મુ. વડુ. તા. કડી—પેસ્ટ ડાંગરવા.



આવૃત્તિ ૧ લી   સંવત ૧૯૬૮   પ્રત ૪૦૦૦.



અમદાવાદ-પીરમશાના રોજા પાસે ધી "સત્યસાગર" પ્રિન્ટીંગ
પ્રેસમાં પટેલ પોચાભાઈ નથુભાઈએ છાપી.

કીંમત રૂ ૦-૧-૦

# શ્રી પાનસર મહાવીરજીન સલોકો.

## પ્રભુ સ્તુતી.



શિખરણી છંદ.

અહો પ્રીતે પ્યારા સકળ જગમાં પાવન કરા.
રસીલા રંગીલા ચરણપદ સેવુ જીનવરા.
મહા તાપો પાપો પરમ તુજ નામે પરહરે.
ગુણો ગશે તારા અભય શિવને કેશવવરે.

સરસ્વતિ માતા સમરૂ સદાય કહું સલોકો ગુરૂ પસાય
દેશ ગુર્જર શ્રેષ્ટવખાણું કલોલતાબે પાનસર જાણું
વસેલ વસ્તી અઢારવર્ણ જૈન શ્રાવકનાં ઘર ત્રણ
ગામની પુર્વ દિશાએ ખાસ શાવળ તણો આવેલ વાસ
શુભ ઓગણી સાસઠવર્ષ, શ્રાવણ સુદી નોમ દિવસ
આનંદકારી આદીત વાર, શુભ મુહુર્ત મંગળકાર
શંકર નાયકની નાર જેરેવા ગઇ વાસમાં મજુરલેવા
આવી જલા શાવળના દ્વાર બોલાવી તેહ તણી જે નાર

નીકળી ઘર માંહિથી બહાર સંતોક રેવા ઉભાંતે વાર
તેટાણુ મેઘ થયો જારગાર માંડવી વગરનું તે ઘર
માટીગારાથી હતુ ચણેલ બેડાની ઉપર નેવું ફુટેલ
બેડુ ભીજાણું માટી ઉખડી દૃષ્ટિરેલાની જઇ ત્યાં ચડી
દીઠો આરસ લીસો શાક્ષાત બંને સખી ત્યાં કરેછે વાત
આવુ તેજસ્વી કદી નવ જોયું અતી રેવાનું મનડું મોહ્યું
માગણી કીધી સંતોક કને બેનપણી એ આપજે મને
ખલ કરવા વીચાર કરી લોહ ઓજાર હસ્તમાં ધરી
માંડયું ખોતરવા ઉમંગી ચિત્ત પ્રતિમા દીઠાં કેસર સહીત
વિસારી મુકી ખલની વાત પ્રભુ પધાર્યા ઘેર શાક્ષાત
જેલાએ આવી બહાર પધરાવી ગામમાં તેની વધાઇ કહાવી
ગામ પટેલે કર્યો વિચાર જૈન શ્રાવકો થાઓ તૈયાર
ચાલો જઇએ દર્શન કાજ શકુન થયો દિવસ આજ
ત્યાંતો મંડળી ભેગી અનેકે થઇ કરેછે વાત વિવેકે
જગ્યાનું થોડું દિસેછે માપ પ્રતિમા બીંબ પ્રાઢ પ્રતાપ
ન્હાના રૂપે બહાર પધારી ગામને કીધું કલ્યાણ કારી
નીર નિકારી જૈનની ગુર્જર પુર્ણ ચંદ્રથી તેજ છે અતી
વિસે ઉપાડયાં હર્ષ અપાર પ્રતિમા ખસ્યાં નહી લગાર
વિચાર સર્વે કર્યો તે ઠામ જેલાને આપો કાંઇક દામ
ગરીબ જાત તણો એ જન ખુશી કરવું તેહનું મન
ચાલી રૂપીઆ કારજ સિદ્ધિ કાયુસાત મુખીની લીધી
મુખી આઠમે દેહ લૈશાને ગામમાં ચાલે રોગ અપાર

બીજે દિવસે દીધું દર્શન શાન્તિ પ્રસારી થયા પ્રસન્ન
સુણી ઢોલને નાદસરણાઈ ગામનું લોક આવ્યું સૌ ધાઈ
પ્રભુ પધરાવ્યા પુરણ પ્રિતે જૈન મંદીરે ઠાઠ સહીતે
પહેલી પુજાનો ચડાવો કીધો તે લાભ બાઈ પરસને લીધો
સોની મોતીએ ઉમંગ ધરી મંગળ દીવો આરતી કરી
ફરતા ગામે કહાવી વધાઈ. આવ્યા વડુના શ્રાવકભાઈ
દુરબીન મંગાવી જોયું લાંછન કેસરીસિંહ ત્રીસલાતન
વીરના નામે પ્રસર્યો જયકાર અનદર્શનીને શ્રદ્ધા અપાર
દેશદેશથી આવે છે સંઘ આંગી રચાય વિધવિધ રંગ
ધન્ય જીનેશ્વર જૈનના બેલી અતિ આનંદ સરિતા રેલી
નવખંડ નામ થયું પ્રખ્યાતી નગવા આવે અઢારે જ્ઞાતી
ઉત્તમ ભાવે જે ભવી ભેટે ભવદધીનાં દુઃખ સમેટે.
દર પુનમે પુનમીઆ આવે જીનરાજ તણા ગુણ ગાવે
વિરના ગુણ જે કોઈ ગાશે મનનાં વાંચ્છીત પુરણ થાશે
ગામ વડુનો રહીશ જાણો દશા શ્રીમાળીજ્ઞાત પ્રમાણો
તાબે કડીને દેશ ગુજરાત ઉમંગ થયો સાંભળી વાત
કહ્યો સલોકો જાણ્યોન ભેદ સર્વજનો નકરશો ખેદ
વિર કરૂણા થકીમેં કહ્યો પિંગળ અર્થ કશો ન લહ્યો
ભુલ ચુકની માગું છું માફ વાંચો સુધારી સૌજન આપ
પ્રભુ કૃપાથી નવનિદ્ધ થાય દ્વિકર જોડી કેશવ ગાય

## પંદર તીથીઓ

સખી પડવે જીનેશ્વર પ્યારારે મહાવીર સદા ગુણ ક્યારારે
પ્યારા આતમના આધારા ભવો ભવ ગુણ તમારા ગાઇએરે
બીજે બેકરજોડી નમીએરે આધી વ્યાધી ઉપાધી દમીએરે
ધર્મ જ્ઞાન વીના ભવભમીએ ભવોભવ.
પ્રભુત્રીજે તેજ તમારૂંરે નીરખી હરખ્યું મન મારૂંરે
સદા ધ્યાન રહયે ધારૂ ભવો ભવ.
ચોથે ચાર યુગ વિખ્યાતરે કીધા ચમત્કાર સાક્ષાતરે
દેશોન્તર પ્રસરી વાત ભવો ભવ.
સખી પાંચમે પાપને ઠેલીરે પાનસર છે આનંદ હેલીરે
શુભસેવા સજીયે પહેલી ભવોભવ.
સખી છઠેછકાયા કસીએરે કુડ કપટથી દુર ખસીએરે
તપજપના ધ્યાનમાં વસીએ ભવોભવ.
સખી સાતમે શીળને પાળોરે જન્મ મરણના ફેરાટાળોરે
સેવીવીર આતમ અજુવાળો ભવોભવ.
આઠમે અષ્ટ કર્મને કાપોરે દાસજાણી શિરે હાથસ્થાપોરે
ભયભાગી અભય પદ આપો ભવોભવ.
નોમે ઉમંગ સરીતા રેલીરે પ્રગટયા જગજીવન બેલીરે
ચાલો દર્શન કરીએ સાહેલી ભવોભવ.
દસમે દુઃખ સર્વ વીદારીરે કીધુ પાન્સર આનંદકારીરે
ધન્ય જૈન ધર્મ બલીહારી ભવોભવ.
સખી એકાદશી સુખકારીરે વ્રત આદરીએ નરનારીરે

સાચીસ્હાય જીનેશ્વર ધારી, ભવોભવ
સખી બારસે ગુણના ધામીરે આવીદાસની અતંત ખામીરે
ગણુ માફીસદા શિરનામી ભવોભ૧.
સખી તેરશે ટેક ન તજીએરે જપમાળ નિરંજન ભજીએરે
વિધી સાથ સદા સેવ સજીએ ભવોભવ.
સખી ચૌદસે કુમતિ કહાડીરે આપોશિવસુખ માગુ હહાડીરે
સુમતી નીખીલાવો વાડી ભવોભવ ગુણ તમારા ગઇએરે
સખી પુનમે પુનમીઆ આવેરે જીનરાજ તણા ગુણ ગાવેરે
જાતજાતની આંગીરચાવે ભવોભવ ગુણુતમારાગઇએરે
તિથી પંદરે પુરણ કીધીરે પાનસરતણી સુભ વિધીરે
ગાય કેશવકારજ સિદ્ધિ ભવોભવ ગુણ તમારા ગઇએરે

---

## મહાવિર સ્વામીનુ સ્તવન પ્રથમ

તમે તો ભલે બિરાજોજી સિદ્ધાચલ કે વાસી સાહેબ
ભલે બિરાજોજી એ દેસી.

તમે તો ભલે પધાર્યાજી પાનસર કે વાસી
મહાવીર ભલે પધાર્યાજી એ ટેક
શ્રાવણ શુદ નવમી કે દીવસે રવિવારે રવિ જેમ
ગુજરાતના કેશરીયા પ્રગટ્યા પુજેવા ધરી પ્રેમ તમે ૧
અઢાર વર્ણના માનવ આને પુજા કરે તમામ

ઊંચ નિચનો અંતર ટાળ્યો નિર્મળ કીધા ગામ  તમે ૨
મરકી વ્યાધિ દુર નિવારી પરતાપુરણહાર
હાજરપણે હજારો તાર્યા ચમત્કારી કિરતાર  તમે ૩
કુમતિનો કોલાહલ ટાળ્યો સુમતિનો શિરદાર
કુગતિનો દરવાજો તોડયો સુગતિનો દાતાર  તમે ૪
દરેક કોમના સંઘજ આવે ભક્તિ કરે નરનાર
આધા આખડી રાખે તેના પરતા પુરણહાર  તમે ૫
પોસ દસમી દિન યાત્રા દીધી દુરમતી ટાલી
ગુજરાતનો કેશરીયો પુજયા ધર્મરત્ન સુખપુર  તમે ૬

## સ્તવન બીજું

વિહર માન ભગવાન સુણો મુજ વીનતી એ દેશી
પાનસરા મહાવીર સુણો મુજ વીનતી
પરમનિર્યામિક દેવ અહો ત્રિભુવનપતિ
દ્રવ્ય ગુણ પર્યાયપણે હું તુમ સમો
અનંત ચતુષ્ટય રૂપ સ્વરૂપે પરિણમ્યો  ૧
અસંખ્ય પ્રદેશિ સ્કંધ અખંડ ગુણ રહ્યો
સ્વરૂપ રમણ સાક્ષાત અતીદ્રિયપદ લહ્યો
કર્તા કર્મને કરણ કે તિમ સંપ્રદાનતા
અપાદાન અધિકરણ એ કારક ખટ છતા  ૨
દ્રવ્ય જ્ઞાનતિમ દર્શન ચારિત્ર વીર્યતા
ક્ષાયયોગ ઉપયોગ એ અડવિધ આત્મા

સ્વસત્તા ઉપયોગ મહોદય ભાવથી
વસ્તુધર્મ અનુકુલ સ્વરૂપ સ્વભાવથી ૩
પણ નિમિત પ્રતિકુલ લહી ભવસંતતિ
પરિભ્રમણપ્રતિબદ્ધ ધરી મેં દુરમતિ
આજ આયો અરિહંત ચરણ તુજ ભેટવા
વિરતિપણું ધરી નાથ સકલ દુઃખ મેટવા ૪
ગિરૂઆ ગુર્જરનાથ હાથ પકડ હવે
નહી મુકું પ્રભુ સાથ સનાથ તું ભવે ભવે
તું ધુલેવા ધીગ ધણી મેં આદર્યો
કેશરિયા કર લહેર સરણ તુજ અનુસર્યો
પાનસરા મહાવીર નિદાન એ મ્હેં કહ્યો ૫
પલ્લવ પકડી તાત ચરણ પકડી રહ્યો
નહિ મુકુ મહારાજ લીધા વિણ ધર્મને
રત્ન કરે અરદાસ વિચારો મર્મને (૨) ૬

## સ્તવન ત્રીજુ

ધ્યારો શેત્રુંજો મને સાંભળે સાંભળે દિવસનેરાત હોજીહો એદેશી

પ્યારો પાનસર વીર સાભલે સાંભલે દિવસને રાત હો
ગુજરાતનો કેશરીયો મ્હને સાંભલે
પલે પલે સાંભલે ઘડી ઘડી સાંભલે
દિને દિને સાંભલે શ્વાસે શ્વાસે સાંભલે

સાંભળો દિવસને રાત હો ગુજરાતનો. ટેક ૧
ચાર દિવસ યાત્રા કરી અમે થયા સાવધાન હો પ્યારા
શુદ્ધ મતી ધરી જે કર્યા આજ્ઞાવિરૂધ તોફાન હો ૨
મિથ્યા પ્રરૂપણા આદરી બહુ કર્યા પાખંડ હો
વચન ઉથ્થાપ્યા બાપજી આદર્યો બહુ ઘમંડ હો ૩
જાણુજુઠ દૃઢ સેવિને કર્યા બહુ અપરાધ હો
સુરીપરંપરા લોપિને કર્યા બહુ ઉનમાદ હો ૪
હુંઢક નામ ધરાવિને થયો વિરાધિક ભાવ હો
ત્રિવિધે ત્રિવિધ વોસરાવિને પામ્યો નિર્મલ ભાવ હો ૫
વિષગરલ તદ્ હેતુ જે ક્રિયા અન્યોન્યા જાણજો
કૃપા કરી મને આપજોઅમૃતક્રિયા અનુષ્ટાન હો ૬
લીધા વિના નહિ હું રહું, આડો માંડી રહ્યો તાત હો
માગ્યું આપો મુજને શાહેબા, લાખવાતની એકવાત હો ૭
લાલચુ હોય ઉતાવળો, ભુખ્યા ભોજનન્યાય હો,
દીધા વિના નહિ છુટકો, કરો કોઇ ઉપાય હો. ૮
દાયક નામ ધરાવવા, તો આપો મુજ એક હો.
ભક્તિ મુક્તિ પદ આપિને, શાહેબ રાખો ટેક હો. ૯
ભવોભવ આણા તાહરી, આરાધિક થાઉં જેમ હો.
વિજયધર્મ સુરિ રાયનો શિષ્ય રત્ન કહે એમ હો. ૧૦

## સ્તવન.

હાય વોયરે મુર્ખપણું જાય ચાલ્યું એ રાગ.

વાહુ વાહરે આંગી અજગ રૂપાળી, આંગી અજમ રૂપાળી
મનોહર મુર્તિ રઢીઆળીરે વાહુ૦
જેમ વાદળે વીજળી સળકે તેમ તારામાં ચંદ્ર ઝળકે
તેજ તેથી વશેપજ ચળકેરે વાહુ૦ ૨
મુસ્તકે મુગટ બીરાજે પ્રમ આગળનાટા રંગ છાજે
વાજાં વાગે વીજઇ અવાજેરે વાહુ૦ ૩
કાને કુંડળ દેવ દયાળા કંઠે સોહે મોતનકી માળા
બાંહે બેરખા ઝાકઝમાળારે વાહુ૦ ૪
પ્યારા સાહેબ અંતર જામી આજ આંગીતણી નહિ ખામી
ગુણ ગાય કેશવ શિરનામીરે વાહુ૦ ૫

## શ્રી વીમલાચળનું સ્તવન.

પ્રિતલડી બંધાણીરે અજીત જીણંદ સું (રાગ)
શ્રી વિમલાચળ પુરણ પ્રેમે સેવીએ
તિરથ મોટું ત્રણ ભુવન મોઝારજો
પુર્વ નવાણું વાર રૂષભ સમોસર્યા
જુગલા ધર્મ નિવારણ તરણ હારજો શ્રી વિ૦ ૧
ઇંદ્ર સરીખા ચાહે ચીતમાં ચાકરી
એ ગીરીવરનો મહિમા અપરંપારજો
પાંડવ પાંચે ઇણગીરીપર સીદ્ધિ વર્યા
શુકરાજા પણ પામ્યા સુખ અપારજો શ્રી વિ૦ ૨

સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા આદરી
ગીરી ચઢંતાં કર્મ સકળ ક્ષય થાયજો
સુરજ કુંડમાં નિર્મળ જળથી નાહીને
અષ્ટ દ્રવ્યથી પુજો શ્રીજીન રાયજો શ્રી વિ૦ ૩
જાત્રા નવાણું કરીએ મન ઉમંગથી
ભવોભવનાં પાતીક દુર પલાયજો
રાયણ નિચે પાય પ્રભુના ભેટીએ
ભેટે ભવીયણ આતમ પાવન થાયજો શ્રી વિ૦ ૪
સકળ તિર્થમાં એ ગીરીવર છે રાજીઓ
દર્શન પુરવ પુન્ય થકી પમાયજો
ગુણ અનંતા જાણી ઉજવળ ધ્યાનથી
દ્વી કર જોડી કેશવ પ્રણમે પાયજો શ્રી વિ૦ ૫

## શ્રી રૂષભ દેવનું સ્તવન.

આવો આવો જશોદાના કંથ અમ ઘેર આવોરે (એ રાગ)

જગ જીવન શ્રીજીનરાજ જગત વિખ્યાતારે
પ્રભુ નાભીતણા છો નરિંદ મરૂ દેવી માતારે
સોહે લાંછન વૃષભ પાય વિનીતા રાયારે
પાંચસેં ધનુષ પ્રમાણ ઉંચી કાયારે જગ૦ ૧
ભળાવી ભરતને રાજ સંયમ લીધુંરે
તપ વર્ષ કરીને કર્મ સકળ ક્ષય કીધુંરે
ઇક્ષુરસ એકસો આઠ ઘડા સુભ લાવીરે

અતિ ખુશી શ્રીયાંસ કુમાર થયા વહોરાવીરે જગ૦ ૨
નિર વીકારી મુરતી નાથ નજરે નિરખીરે
બંધાણી પુરણ પ્રિત તુમ શું હરખીરે
પુણીચંદ્રથી અદકુ રૂપ દેવાધી દેવારે
સુરનર કરે દીન રાત્રિ ચરણ પદ સેવારે જગ૦ ૩
પ્રભુ ધરી કેસર ઘનસાર ચરનુ અંગેરે
કૃષ્ણાગર ધુપ દશાંગ ઉવેખુ રંગેરે
એક ક્ષણ વીસારો ન આપ સેવક ધારીરે
કહે કીંકર કેશવલાલ કરો સુખકારીરે જગ૦ ૪

## શ્રી વીર સ્તવન.

( રાગ ગુજરામારૂનો. )

વિર જીનેશ્વર વંદીયેરે વ્હાલા ત્રીસલા નંદન ધીરરે, વ્હાલા૦
ભય ભંજન ભગવંતજીરે પ્યારા સર્વ વિરમાં વિરરે. પ્યારા૦
પુરૂષોતમ પરમાતમારે સિદ્ધ બુદ્ધિ ત્રાતા કૃપાળરે, સિદ્ધ૦
ભક્તિ યાચે પ્રભુ તાહરીરે જેમ મેઘને ચાતક બાળરે, જેમ૦
ભવ સમુદ્રમાં આથડયોરે વેઠયાં દુઃખ અનંતી વારરે, વેઠયાં૦
પુણ્યે મનુભવ પામીઓરે મળ્યા સમતા રસ ભંડારરે. મળ્યા૦
બાળકજાણી આપનેરે સ્વામી સ્થાપો સેવક શીર હાથરે, સ્વામી
જન્મ મરણ દીક ભયનેરે ટાળો ત્રણ ભુવનના નાથરે. ટાળો૦
કરૂણા નિધી કરૂણા કરોરે સરે સઘળાં સેવકનાં કાજરે, સરે૦
સેવકને નહિ તારતાંરે સ્વામી જાશે આપની લાજરે. સ્વામી

અપરાધી કેઈ તારીઆરે સાચો સાહીબ તુજ વિશ્વાસરે, સાચો
ચંદન બાળા ઊગારીઆંરે એવી પુરો સેવકની આશરે. એવી
સાચી વીનતી સાંભળીરે વ્હાલા સ્હાય કરો સુખદાયરે, વ્હા૦
કેસવ કિંકર પ્રેમથીરે તોરા હરનિશ પ્રભુને પાયરે. તોરા૦

મનહર છંદ સ્ત્રી વીષે.

સદગુણી જુઓ નાર બોધ બાળને દેનાર
પતિ સાથે પુરો પ્યાર સતિ એજ ધારતી
પારકો પુરૂષ ભાઈ પીતાની ગણે સગાઈ
કોઈ સાથ ન લડાઈ ગંભીરતા રાખતી
શિયળની ધારે ટેક મનથી કરી વિવેક
દયા આભુષણ માની અંગને શોભાવતી
સંકટ પતિને હોય પુરાણુ મદદ કરે
કેશવ કહે છે ધર્મ ભક્તિ રસ ચાખતી
વડાનો વિનય કરે દુર્ગુણને દુર કરી
આડોશી પાડોશી સાથે હળી મળી ચાલતી
જુઠનો કરે છે ત્યાગ સાચ પર પુરો રાગ
સમતા વચન મીઠાં મુખથી ઉચ્ચારતી
સોબત સુગુણી સાથ હીતની શીક્ષાને માની
ધર્મના કાર્યોમાં સર્વ જનોને જોડાવતી
આફત આવીને પડે સંકટ સહન કરે
કેશવ કહે છે ધન્ય સીતા સતિ રેવતી

## ભજન.

સમજ ચેતન સમજ ચેતન ભુલીશમાં તું ભાનરે
ભરોંશો નહિ જીંદગીનો પીંપળ પાન સમાનરે
ઉગ્યા તે જરૂર આથમેને ફુલ્યા તે કરમાયરે
કાયા કાચા કુંભ જેવી પલકમાં વીખરાયરે
ઈંદ્ર ચંદ્ર સુરેંદ્રને ચક્રી કે દરબારરે
કોઈ ન રહ્યું સ્થિર જગમાં અસાર આ સંસારરે
મહાપુન્યે દેહ માનવ મળ્યો છે અમુલ્યરે
હારશો પામેલું રત્ન થશે સ્વપ્ના તુલ્યરે
કાળ પકડે કર તિંપે તો લેશ નહિ ઉપાયરે
કહે કેશવ ધર્મ ધ્યાને સકળ સુખ પમાયરે

## ભજન રાગ ગજલ.

શાને તું ફરે જીવ ફુલી, બાજી આ જ્ઞાનની ભુલી.
કેળના જેવી છે કાયા, તેની શી ધરવી માયા.
સદા કુકૃત્યમાં રાજી, રહયો છે કાળશિર ગાજી.
વખત વિચારને અંધા, જાળમાં ઉલટા ધંધા.
લાખ ચોરાશીમાં ભમવું, અનંતુ દુઃખ ત્યાં ખમવું.
લડોને કર્મની સામે જન્મનાં દુઃખડાં વામે.
મરે છે રંકને રાણા, સ્થિરતો કોઈ નવ જાણ્યા.

ગમે તો ફેરવો ગાડી, નચાવો જગતની લાડી.
નથી આ જગતમાં તારૂં, ફોક સૌ ધારજે મારૂં.
લાભ તેં લોભથી ખોયો, રાગને દ્વેષથી રોયો.
લઘુતા અંગમાં ધારી, પ્રભુતા રાખજે ન્યારી.
મુકજે મુર્ખતા છૂટે, મુક્તિનું સુખડું લૂટે.
વસ્યો તું રંગની વાટે, ગુમાવે સુખના સાટે
ડુબે છે નાવ ભાર દરિયે, ઉપાયો યોગ તે કરીએ.
વાસના મોહની છોડી, પ્રિતડી સંતથી જોડી.
શિખ આ કેશવની ધરીએ, સિંધનાં સુખડાં વરીએ.

## બોધ વીષે મનહર છંદ.

આતન પતંગ રંગ વાદળની છાય જેવો,
ડાભ અણી બીંદુ સમ ક્ષણે ક્ષય થાય છે;
ચેતન ચેતને કોઇ દુનિયામાં તારૂં નહિ,
મીથ્યા ચિત માની મારૂં ફોગટ ફુલાય છે;
મોહની નીંદ્રાથી જાગ કુડ કપટને ત્યાગ,
સંતની સંગત કરે સુપંથ સુઝાય છે;
બાવળે ન ભાર બાથ ધર્મ જગ આડ હાથ,
કેશવ કહે છે સુખ અચળ પમાય છે.

## સમાપ્ત.

# જાહેર ખબર.



સર્વ જૈન ભાઇઓને વિનંતી જે આ બુકમાં શ્રી મહાવીર સ્વામીનો સલોકો, પંદર તીથીઓ બાવનખરા મહાવીર જીન સ્તવનો તથા છંદ ભજનો વિગેરેથી ભરપુર છે, વળી આ બુકને રખડતી મુકવી નહિ રખડતી મુકવાથી જ્ઞાનની આશાતના થાય ને આશાતના થવાથી જ્ઞાનાવર્ણીય કર્મ બંધાય છે.

મળવાનું ઠેકાણું,

શા. કેશવલાલ મગનલાલ. ગુલાબચંદ.

મુ૦ વડુ-પોસ્ટ ડાંગરવા.